 ॐ 

# સનાતન ધર્મનું રહસ્ય.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

ભટ્ટ મગનલાલ મંછારામ.

મુ. ગુપ્તેશ્વર જી. સુરત.

---

સંશોધક.

શ્રી શ. બ્ર. શુ. ઊ. હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ.

ઠે. ભવાનીનો વડ—સુરત.

( ચિત્તવન ચરિત્ર યા મુબોધ ગુચ્છના કર્તા. )

---

સુરત ચકટાના પુલ પર આવેલા "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

---

જગજજન કલ્યાણાર્થે

સર સુદ ૧ ને બુધવારે અંકલેશ્વર હસ્તિ તળાવ ઉપર

સત્કુંડયુક્ત ગાયત્રિ પુરશ્ચરણ પુરૂષોત્તમ યાગ.

( મહાસત્ર. )

માટે પારમાર્થિક ભેટ તરિકે પ્રત ૨૦૦૦.

કીંમત ૦-૧-૦

# નિવેદન.

પ્રિય આત્મિય બંધુ:—

દુર્બળતાનું દુ:ખ દુર કરવા અન્ય સાધન કર્યા કરતાં શ્રદ્ધા, સંપ અને સ્નેહની વૃદ્ધિ કરી સનાતન વેદ ધર્મના રહસ્યને સમજી તે પ્રમાણે ચાલવું એ શ્રેષ્ટ છે. દુર્બળતાનું દુ:ખ દુર કરવાની કુંચી પોતાની ચિત્તશક્તિમાં છે, બોલી બકયા કરતાં શ્રેષ્ઠજનોના પગલે ચાલવું. વાણી મન અંતરનો સત્ય એક અનુભવ કરી હૃદયમાં તેજ વાણીમાં વાણીનું તેજ વર્તણુકમાં મુકી કાર્ય કરવું તેજ શ્રેષ્ટ છે, બધા પીરસવા રહેતો જમનાર કોણ પ્રેમથી પીરસનાર આગળ ભૂખ લાગવા ભાવથી જમવું એજ ઉત્તમ છે.

આ સનાતન ધર્મના રહસ્યને વાંચી સત્કર્મપૂર્વક આત્મોન્નતિ દેશોન્નતિ કરી કૃતાર્થ થશોજી. એવી આશા છે. લી. આપનો.

# અર્પણ પત્રિકા,

પરમ દયાળુ સત્ય સ્વરૂપ સચ્ચિદાનંદ સદ્‌ગુરૂ શ્રી શુકદેવજી મહારાજની આજ્ઞાપૂર્વક પ્રસાદિરૂપ આપેલી આ વાણી સનાતન ધર્મના રહસ્યરૂપ વિલાસને તેઓશ્રીના પવિત્ર યુગલ ચરણ કમળમાં અર્પી કૃતાર્થ થવા ઇચ્છા રાખું છું. લી. આપનો.

સદાનો સેવક હરિના દંડવત્ પ્રણામ.

श्री
(हरि ॐ)
॥ श्री शुकदेवो विजयते ॥
(વિજય ઘોષ)

વિજયશંકર—ચી. ભાઇ બુદ્ધિધન ! આજ મારા હસ્ત કમળમાં એક બે પત્રિકા આવી છે, જેથી વારંવાર વાંચી અને વિચાર કરતાં મારૂં હૃદય પ્રેમથી ઉભરાઇ જાય છે અને મારૂં અંતઃકરણ કબુલાત આપી કહે છે કે, આ પત્રિકામાં આપેલી સુચના પ્રમાણે જો શ્રૌત-સ્માર્ત સનાતનવેદધર્મ પ્રચારક પ્રયોગ બ્રહ્મબન્ધુઓ નિષ્કામ વૃત્તિથી સ્વિકારે તો અવશ્ય સ્વલ્પ કાળમાં ભારત ભૂમિનો ઉદ્ધાર થાય અને સઘળી વિપત્તીયો સ્હેજ ટળી જાય પણ આધુનિક સમયમાં કાળ બળના યોગે પંચવિષયાદિક સૃષ્ટિના અપવિત્ર પદાર્થોમાં મનુષ્ય માત્રને મોહે અંધ બનાવ્યા છે અધમ સ્નેહે સપડાવ્યા છે. અધમ પ્રેમે પછાડયા છે. લોભે લલચાવ્યા છે અહંકારે અભડાવ્યા છે. વ્યસને ઉવટલાવ્યાછે. તૃષ્ણાએ તરફડાવ્યા છે. આશાયે અફળાયા છે. એટલે હૈઠી ઉંચા થવું એજ દુર્લભ છે. છતાં ઇશ્વર કૃપાયે જેનાં હૃદય પવિત્ર, નીતિમય, શ્રદ્ધા, શાંતિ, બ્રહ્મચર્યવ્રતથી વિભૂષિત, મનુષ્ય કૃતવ્ય સત્ય પરાયણ છે, તેજ સ્વધર્મયુક્ત દેશસેવા અને જન કલ્યાણ કરવા મુસ્તક ઉઠાવી રહ્યા છે. પ્રિય પુત્ર આ પવિત્રપત્રિકાનો હેતુ સત્ય સહાયક શ્રીહરિ પાર પાડો એમ ઇચ્છું છું. અને તન મન ધનથી તે મહાન કાર્યમાં ભાગ લેવા તત્પર થાઉં છું:

બુદ્ધિધન—પીતાજી એવી તે પત્રિકા શું છે ? જેમાં દેશસેવા જન કલ્યાણ અને સ્વધર્મ વિગેરેની પ્રાપ્તિ થાય, પીડાતા જનની પીડા દુર થઇ નિર્દોષ આનંદ ભોગવે !

વિનયશંકર—ભાઇ જો. વેદશાસ્ત્ર સંમત મહાસત્ર ની પત્રિકા વાંચીજો.

પત્રિકા નંબર ૧ (ॐ) सत्यपरं धीमहि·

## श्रीमन् महागणाधिपतयेनम !

### श्री हरि ॐ

સર્વ છોડી પરલોકમાં જતી વેળાએ સહાય કરનાર સનાતન

ધર્મના સંરક્ષણ માટે જરા વાંચો તો ખરા.

## શતકુંડયુક્ત ગાયત્રિ પુરશ્ચર્ણાત્મક મહાપુરૂષોત્તમયાગ.

**શ્રદ્ધા ભક્તિ સમન્વિત સજ્જન સદ્‌ગૃહસ્થો—**

આજકાલ અનેક પ્રકારના દુઃખોથી અત્યંત પીડાયલા બિચારા જીવોના મનમાં આવે કે, આવા ભયંકર સમયમાં વળી મહાયાગનો શો ઉપદ્રવ ? આવી શંકા સ્વભાવિક ઉદ્‌ભવેજ, પણ આત્મ બંધુઓ આવાં અધર્મનાં ફળરૂપ મહાસંકટો આપણા ઉપર ક્રોધ પામેલી વિધાત્રાએજ નાંખેલાં છે, નહિ તો ચારે તરફથી આવાં ભયંકર સંકટો આવે નહિ. એ દુઃખ દાવાનળથી છૂટવા માટે ફક્ત સનાતન ધર્મ સહિત હરિકીર્તનજ મુખ્ય ઉપાય છે. કહ્યું છે કે—

विधौ विघ्यति सक्रोधे धर्म वर्म शरीरिणाम्
यथा शस्त्र प्रहाराणां कवचं भवति वारणं
एवं दैवोपघातानां शांतिर्भवति वारणं

ક્રોધ પામેલા વિધાત્રા વિંધે ત્યારે જીવનું રક્ષણ કરનાર ધર્મજ છે. જેમ શસ્ત્રોના પ્રહારનું રક્ષણ કવચથી થાય છે તેમ દૈવિ દુઃખ રૂપ પ્રહારનું રક્ષણ શાંતિ પૌષ્ટિકર્મોથીજ થાય છે. પણ હાય દુઃખ

હાય દુઃખ પોકાર કરવાથી દુઃખ મટતું નથી, પાપનું ફળ દુઃખ છે અને ધર્મનું ફળ સુખ છે. હવે સનાતન ધર્મનાં મુખ્ય તત્વો બ્રાહ્મણ, ગાયત્રિ, શ્રીમદ્‌ભાગવત, અગ્નિ અને હરિકીર્તન છે એવો નિશ્ચય કરી આ એકસો કુંડ યુક્ત ગાયત્રિપુરશ્ચર્ણાત્મક પુરૂષોત્તમયાગનો પ્રારંભ અંકલેશ્વરમાં અસ્તિ તળાવ ઉપર સંવત ૧૯૭૮ના માર્ગશીર્ષ સુદી ૧ને બુધવારે, અને પૂર્ણાહુતિ માર્ગશીર્ષ સુદ ૭ને મંગળવારે થશે તેમાં તન મન ધન અને આબરૂથી બને તેટલો ઉત્સાહ રાખી સેવા કરશો. બધા ભકિતસહિત સહકુટુંબ દર્શન કરી કૃતાર્થ થશો. સારાં વાકયોથી શ્રદ્ધા ભકિત વધારવી એ સજ્જનોનું કર્તવ્ય છે.

મુ. અંકલેશ્વર. લી૦
શ્રીશુકદેવમંદિર. શુકદેવવિપ્ર સેવામંડળ.
સનાતન ધર્માનુયાયી

વિનયશંકર—કેમ વત્સ, વિચારમાં ગરક થયો છું ? વદનાકૃતિ વિચિત્ર જણાય છે.

બુદ્ધિધન—પૂજ્ય વડિલ પિતાશ્રી, આજકાલ કેટલી મોંઘવારી, કેવો ભયંકર સમય. બિચારા ગરીબો તો ભૂખેજ મરે છે. તેમાં આ એક શતકુંડયુક્ત ગાયત્રિ પુરશ્ચર્ણાત્મક મહાપુરૂષોત્તમયાગ આ શું ધતિંગ બિચારા લોકોના જીવ ઉપર ઉઠયો તરંગ ને ચડયો રંગ લોકોને ધુતવા, લાડુ ખાવા, આબરૂ કાઢવા ને દક્ષણાઓ લેવા યાગનો ઢાગ એનાં કરતાં પૈસા હોય તો બીજાં ઘણાં કૃત્ય કરવાનાં છે. બસ સૃષ્ટિમાં જન્મ ધરી ખાવું, પીવું, પેહેરવું, ઓઢવું, ફનિચર વસાવવાં, હાથીના કરવા, બચ્ચાં બૈરીઓને ખૂબ રાખવાં અને વધુ પૈસા હોય તો બાગ, બંગલા, બગીચો, મોટરો વસાવવી, મનુષ્ય જન્મે તે

મોઝશીખ ઈંગ્લીશમેન હમનો નમુનો બનાવશે, ઈંગ્લીશ ભણી મોટા હોદ્દા, ચાંદ, ઇલ્કાબ મેળવવા, સાહેબ લોકમાં રહી સાહેબ બનવું તેથી આબરૂ સરસાઇ મળે અને પ્રજા સુધારી સંસાર સુધારાય, એટલે આનંદ, આનંદ, આનંદ. બાપુ આવા ધતિંગને હું તો ધિક્કારૂં છું ! આનો પડયું ખાનારા બ્રાહ્મણોની ભવાઈ છે. જલશો છે. છટ નોન્સન !

વિનયશંકર—પ્રિયપુત્ર આતે તું શું બોલે છે ! તું કોણ છે! અરે તું શુદ્ધ સત્વમય બ્રાહ્મણ બાળક થઇ બ્રાહ્મણ, ગાયત્રિ યજ્ઞ વિગેરે સનાતન ધર્મના અંગોની નિંદા કરે છે, તિરસ્કાર કરે છે, તારી બુદ્ધિ આવી વિપરીત કેમ થઇ ગઇ? હા અવશ્ય થાય, થાય તેમાં તારા આત્માનો દોષ નથી. તારા માખણ જેવા મગજમાં પાશ્ચાત્ય વિદ્યાનો ધૂમાડો ભરાઇ ગયો છે. તેથી તું તારા સત્ય સ્વરૂપનું ભાન ભૂલી જઇ આમ બોલે છે. તને મહાપાપી મોહે મરડયો છે, વિષયાદિક પદાર્થોમાં તારૂં ચિત્ત ચળવળાટ કરી રહ્યું છે, તેથી તારા અંતરાત્માથી વિમુખપણાની વાણીના ઉદ્દગાર ઉચ્ચારે છે. ભાઇ વિપત્તી અને આપત્તિના સમયમાં શું કરવું? દેશની દુર્ગતિના સમયમાં દેશ રક્ષણ કેમ કરવું ? શારીરિક, માનસિક, આત્મિકબળ કેમ વધારવું? અને સ્વધર્મ શી વસ્તુ છે? તે સમજવું ઘણુંજ કઠીણ છે, ને તારા જેવા ઉદ્ધતના હૃદયમાં સંસ્કાર ફેરવ્યા શિવાય તો ઉતરેજ કેમ ! શાંત થઇ જા. જરા વિચાર. સમજ.

બુદ્ધિધન—પૂજ્યશ્રી ક્ષમા કરો, હું આપનો બાળક છું. આજ્ઞા આધિન છું, અને ધર્મ ઉપર આપની કૃપાથી નેહ છે, પણ ચાલતી રાજ્ય શિક્ષણના યોગે સ્વધર્મ બ્રહ્મવિદ્યા અને સ્વજન સેવાનો સના-

તન ધર્મ તથા સત્કર્મ કરવાનો અભ્યાસ પૂરતો કરી શકાયો નથી. તેથી અઘટીત બોલાયું હોય તો માફ કરશો ! પણ દુકાળમાં અધિક માસ જેવો આ કાર્યક્રમ મને તો લાગે છે. અગ્નીમાં બાળી મુકવું, તૃપ્ત થયેલાને જમાડવું, એ કાર્ય ધર્મયુક્ત છે? યજ્ઞ કરવાના આ સમય છે? દેશના લોકોની સ્થિતિ જોઇ છે? રાજા પ્રજા વચ્ચે અશાંતિ તેમાં શાંતિમય ધર્મ કર્મ કેમ કરી બની શકે! અને આવા સમયમાં આવાં કાર્ય કરવાથી શું ફળ થાય? શ્રદ્ધા કેમ ઉપજે? તે ટુંકમાં મને યથાર્થ કહો! સમજાવો જે ખરૂં રહસ્ય હોય તે જણાવો આપની પવિત્રવાણી સાંભળી યોગ્ય હશે તો તે હું અવશ્ય સ્વિકારીશ.

વિનયશંકર—ચીરંજીવ, તારી નમ્રતા જોઇ મને કાંઇક તને કેહેવાનુ મન થાય છે. પણ તારે એક ચિંત્તવડે કરીને શ્રવણ કરવું જોઇશે, તેમાં શ્રધ્ધા પ્રીતિ રાખજે.

બુધ્ધિધન—આપ શ્રીના વચન ઉપર મને વિશ્વાસ છે. સત્ય હોય તે સુખેથી કહો.

વિનયશંકર—ત્યારે જો સાંભળ. હું તને સનાતન ધર્મનું રહસ્ય કહું છું,

" પિતાજી વિચાર કરવા લાગ્યા અને મનમાં કહેવા લાગ્યા કે અહાહાહા—" ક્યાં બ્રહ્મવિદ્યા અને આ પાશ્ચાત્ય પવનનાસપાટાની વિચિત્ર ધુસણી, નિર્દોષ બાળકના કુમળા મગજમાં ખૂબ પેશી ગઇ—**एक रात्रि प्रसंगेन काष्ठघंटा विटंबना ॥** એક ગાયને એકજ રાત્રિ ગધેડાની સોબત થઇ એટલામાં લાકડાના ડબાનું દુઃખ વેઠવું પડયું અરેરે તેમ આ મારા બાળકને પણ ધર્માધર્મનું ભાન જતું રહ્યું અને દુઃખમય જન્મ મરણના ફેરામાં પડવાના વિચારો જે બંધનરૂપ તે

સંગના રંગરૂપે પ્રગટયા, ફીકર નહિ હજું તેનું મગજ સારૂં છે હું પધ્ધતિપુર:સર યોગ્ય રીતે સમજાવીશ તો જરૂર સમજશે. એમ વિચાર કરી મંગળાચરણ કીધું.

नत्वा भगवतेऽजाय लोकानां धर्म हेतवे ॥
वक्ष्ये सनातनं धर्मं नारायण मुखाच्छ्रुतम् ॥भा. स. अ.११

લોકોના ધર્મને માટે અજન્મા છતાં જન્મ ધારણ કરતા એવા ભગવાનને નમસ્કાર કરી સાક્ષાત્ નારાયણના શ્રીમુખથી સાંભળેલો સનાતન ધર્મ હું કહું છું.

હે પુત્રઃ સનાતન એટલે આદી અનાદીથી ચાલી આવેલો એવો જે લોકોને ફરજરૂપ એટલે અવશ્ય પાળવા યોગ્ય કાયદો તે સનાતન ધર્મ કહેવાય. એ સનાતન ધર્મ વેદમાં કહેલો છે. અને તેજ મનુ સ્મૃતિ આદીનાં વર્ણન કીધેલો છે. એ વિનાનો કપોલ કલ્પિત તે અધર્મ કહેવાય. અધર્મની પાંચ શાખાઓ છે. તે નિચે પ્રમાણે.

विधर्मःपरधर्मश्च आभास उपमा छलः
अधर्म शाखा पंचेमा धर्मज्ञो ऽधर्मवत्त्यजेत् ।

વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા, છળ આ પાંચ અધર્મની શાખાઓ છે. તેનો ધર્મવેત્તા પુરૂષોએ અધર્મની પેઠે ત્યાગ કરવો.

૧ વિધર્મ એટલે જે ક્રિયાને ધર્મ સમજી જે આચરતાં સ્વધર્મ માં બાધ આવતો હોય તેને વિધર્મ જાણવો.

૨ પરધર્મ જે અન્યને ઉપદેશ કરાયલો હોય ને બીજાનો હોય તેને પરધર્મ જાણવો.

૩ આભાસ, જે ધર્મ પુરૂષોએ પોતાની ઇચ્છાથી ઉભો કર્યો હોય ને આશ્રમથી જૂદોજ હોય તેને આભાસ જાણવો.

૪ ઉપમા, જે પાખંડ ધર્મ હોય તેને ઉપમા જાણવો.

૫ છલ, જે ધર્મ ઢોંગી હોય અથવા તો ધર્મ શાસ્ત્રના વચનોનો જુદોજ અર્થ કરીને જેમાં ધર્મને માન્ય કરેલો હોય તેને છળ જાણવો.

આ સર્વે મીથ્યા ધર્મ છે અને તે દુઃખકારક છે. ધર્મશાસ્ત્રોએ સ્વાભાવિક રીતે જે ધર્મ કહેલો છે તે ધર્મ કોને શાંતિ આપતો નથી? સર્વને શાંતિ આપે છે. સનાતન ધર્મનું મૂળ ભગવાન છે. અને એ સનાતન ધર્મ સામાન્ય, અને વિશેષ બે પ્રકારનો છે. સામાન્ય એટલે ચારેવર્ણ તથા આશ્રમને પાળવા યોગ્ય તે, અને વિશેષ તે પોતાનાજ વર્ણાશ્રમ માટે કહ્યો હોય તે. સામાન્ય ધર્મનાં ત્રીસ અંગ છે તે કહું છું તે સાંભળ.

सत्यं दया तप: शौचं तितिक्षेक्षा शमोदमः
अहिंसा ब्रह्मचर्यं च त्याग:स्वाध्याय आर्जवम् ॥१॥
संतोष: समदृक् सेवा ग्राम्ये हो परमः शनै:
नृणां विपर्य यहेक्षा मौनमात्म विमर्शनम् ॥२॥
अन्नाधादे: संविभागो भूतं न्यश्च यथार्हत:
तष्वात्मदेवला बुद्धि:सुतरां नृषु पांडव ॥३॥
श्रवणं कीर्तनं चास्य स्मरणं महतांगते:
सेवेज्यावनतिर्दास्य सख्यमात्म समर्पणम् ॥४॥

સત્ય, દયા, તપ, પવિત્રતા, સહન શીલતા, યોગ્યાયોગ્ય વિચાર, મનનો નિગ્રહ, ઇંદ્રીયોનો નિગ્રહ, અહિંસા, બ્રહ્મચર્ય, સંતોષ, મહાત્માઓની સેવા, સંસારીક ઇચ્છાઓનો ત્યાગ, અજ્ઞાની ઓ પુરૂષોની નિષ્ફળ ક્રિયાનો ત્યાગ, મૌન, આત્મ અનાત્મનો વિચાર,

અન્નાદીનો વિભાગ. (અધીકારીઓને આપવું તે,) દરેક પ્રાણી માત્રમાં આત્મ બુદ્ધી તથા ઇશ્વર બુદ્ધી, પરમેશ્વરની નવધા ભક્તિ જેવી કે શ્રવણ, કીર્તન સ્મરણ, પાદ સેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખા ને આત્મ સમર્પણ.

આ ત્રીશ લક્ષણવાળો સર્વ મનુષ્યોનો સામાન્ય ધર્મ કહ્યો છે જે વડે પરમેશ્વર પ્રસન્ન થાય છે, હવે વર્ણાશ્રમનો વિશેષ ધર્મ કહું છું તે સાંભળ—

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર ચાર વર્ણ છે. તેમાં બ્રાહ્મણનો મુખ્ય ધર્મ યજ્ઞ કરવો, કરાવવો, ભણવું, ભણાવવું. દાન આપવું ને લેવું ક્ષત્રીયોએ બ્રાહ્મણ વિના બીજાઓ પાસેથી કર, દંડ, જકાત લેવી. અર્થાત્ રાજ્ય કરી પ્રજાનું રક્ષણ કરવું. વૈશ્યોએ ખેતીવાડી, વ્યાપાર, વ્યાજ વટંતર વિગેરે કરવું. શુદ્રોએ નોકરી ચાકરી કરી જીવિકા ચલાવવી અને સેવા ધર્મ ધારણ કરવો.

નિચની નોકરી કરવી તે કુતરાં વૃત્તિ કેહેવાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યોએ નિચની નોકરીથી આજીવિકા ચલાવવી નહિં. કારણ કે બ્રાહ્મણ સર્વ વેદમય છે અને રાજા સર્વ દેવમય છે. હવે ક્ષત્રિય, વૈશ્ય, શુદ્રના લક્ષણો કહું છું. મનનો નિગ્રહ, ઇંદ્રિયનો નિગ્રહ, તપશ્ચર્યા, પવિત્રતા, સંતોષ. ક્ષમા, સરળતા, જ્ઞાન, દયા તથા ભગવાન વિષે તત્પરતા એ બ્રાહ્મણના લક્ષણ છે. યુદ્ધમાં ઉત્સાહ, વિર્ય, ધૈર્ય, તેજ, દાન, મનનો નિગ્રહ, ક્ષમા, બ્રાહ્મણનો સત્કાર, પ્રસન્ન થવું, તથા સર્વનું રક્ષણ કરવું તે ક્ષત્રિયનાં લક્ષણ છે. દેવ, ગુરૂ, ઇશ્વરની ભક્તિ કરવી. ધર્મ, અર્થ કામની વૃદ્ધી કરવી. આસ્તિકતા રાખવી, નિત્ય ઉદ્યોગ કરવો, નિપૂણપણું રાખવું, એ

વૈશ્યના લક્ષણો છે. પોતાથી ઉત્તમ વર્ણને પ્રણામ કરવા, પવિત્રતા રાખવી, નિષ્કપટપણાથી સ્વામીની સેવા કરવી, મંત્ર ભણ્યા વિના વૈશ્વદેવાદિક પંચ મહા યજ્ઞ કરવા, ચોરી ન કરવી, સત્ય બોલવું ગાય બ્રાહ્મણની રક્ષા કરવી, એ શુદ્રનાં લક્ષણ છે.

પતિની સેવા, પતિને અનુકૂલ રહેવું, પતિના સગા સંબંધીને અનુસરવું, અને પતિએ કહેલા નિયમો પાળવા, એ પતિવ્રતા સ્ત્રીઓનો ધર્મ છે.

સ્ત્રીઓએ નિત્ય નાહી ધોઇને સણુગારેલા રહેવું. એટલે કપાળમાં ચાંદલો કરવો, તથા આભૂષણો પહેરવાં, ઘરનો સરસામાન ઝાડી ઝપટીને સાફ રાખવો, ઘરમાં વાશીદું વાળવું, લીંપવું, મંડલો કરવાં, ( સાથીયા પુરવા ) પતિવ્રતા સ્ત્રીએ નાની મોટી કામનાઓથી, વિનયથી, જીતેંદ્રીયપણાથી, સાચા મધુર વાકયોથી અને પ્રીતિથી સમયે સમયે પતિની સેવા કરવી, પોતાને જે કાંઇ વસ્તુ મળે તેટલા ઉપર સંતોષ રાખવો, અને મળેલા પદાર્થો માટે અત્યંત તૃષ્ણા રાખવી નહિ. ઘરના કામકાજમાં નિપુણ રહેવું, ધર્મનું જ્ઞાન સંપાદન કરવું, જે વચન બોલવું તે સત્ય તથા પ્રિય બોલવું, ગાફલ રહેવુ નહિ, પવિત્ર રહેવું, સ્નેહાળ રહેવું, અને પતીત થયેલો ન હોય તેવા પતિની સેવા કરવી, લક્ષ્મીજી જે પ્રમાણે ભગવાનની સેવા કરે છે, તેમજ જે સ્ત્રી પતિપરાયણ થઇ પતિને ભગવાન રૂપ માનીને તેની સેવા કરે છે તે સ્ત્રી લક્ષ્મીજી સાં જેમ આનંદ કરે છે તેમ વિષ્ણું લોકમાં વિષ્ણુ રૂપ પતિની સા આનંદ કરે છે.

વર્ણસંકર જાતીના લોકોએ ચોરી અને પાપ ન કરવું, પણ પોતાના કૂળની આજીવિકા પ્રમાણે ચાલવું.

તેમજ ચાંડાલ અને ધોબી વિગેરે નિચ જાતીના લોકોએ પણ પોતાના કૂળની આજીવિકા પ્રમાણે વર્તવું. અર્થાત્ પોતાની જાતી કૂળ પ્રમાણે ચાલ્યા આવેલા ધર્મથી પોતાનું કલ્યાણ છે, હવે ચાર આશ્રમના ધર્મ સંક્ષેપથી કહું છું.

બ્રહ્મચારીએ ગુરૂને ઘેર રહી ગુરૂની ઇશ્વર બુદ્ધિથી સેવા કરવી, વેદ, વેદાંગ શાસ્ત્રો ભણવા, ભિક્ષા લાવી ગુરૂને નિવેદન કરવી, ત્રીકાલ સંધ્યા, તથા સાયંપ્રાતઃહોંમ કરવો, સ્ત્રીનો સંગ સર્વથા ત્યાગ કરવો, પચકેશ વિગેરે નાખવા, ઇત્યાદિ બ્રહ્મચારીના ધર્મ છે.

ગૃહસ્થના ધર્મો ગૃહસ્થે ઘરમાં રહીને યથોચીત સર્વ ક્રીયા તે સર્વ સાક્ષાત્ શ્રીકૃષ્ણાર્પણ કરીને મહામુનિયોની સેવા કરવી. નિત્ય ભગવાનના અવતારની કથારૂપ અમૃતપાન કરવું. તથા શ્રદ્ધા સંપન્ન થઇ સમય પ્રમાણે શાંત સ્વભાવવાળા મહાત્માનો સમાગમ કરવો, સ્વપ્નામાંથી જાગૃત થઇને ઉઠેલો મનુષ્ય જેમ સ્વપ્નામાં જોયલા. પુત્રાદિક ઉપરની આશક્તિ છોડી દે છે તેમજ ગૃહસ્થે પોતે દેહ સ્ત્રી, ચાકર, નોકર વિગેરે જેઓ પોતાને એક દીવસ ત્યાગ કરનાર છે. તેઓનો સંગપણ સત્સંગ દ્વારા ધીરે ધીરે છોડી દેવો. વળી વિવેકી મનુષ્યે દેહનો ને ઘરનો જેટલો ઉપયોગ હોય, તેટલોજ તેની સાથે સંબંધ રાખવો. અને આ મનુષ્ય લોકમાં વિરક્ત થઇને તેના ઉપર પ્રીતિવાળો હોય, તેમ મનુષ્યાવતાર ગાળવો, અર્થાત્ પુરૂષાર્થ કરવો.

નાતીલાઓ, માતા, પીતા, પુત્રો, ભાઇઓ, ને બીજા સંબંધીઓ, જે વાત કહે તથા જે ઇચ્છા જણાવે તેમાં યોગ્ય હોય તો અહંભાવ રહીત થઇને અનુમોદન આપવું. પૃથ્વિમાંથી મળેલું ધનાદિક તથા દૈવેચ્છાથી મળેલું જે કાંઇ ધન ઇશ્વર આપે તે સર્વનો ઉપયોગ કરીને વિવેકી મનુષ્યે પોતાથી બને તે પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે વર્તવું, જેટલાથી પોતાનું પેટ ભરાય તેટલુંજ ધાન્ય પ્રાણીઓને પોતાનું છે. પરંતુ તેના કરતાં અધિકને માટે જે અભિમાન રાખે છે તે મનુષ્ય ચોર કહેવાય છે. અને શીક્ષાપાત્ર છે. ગૃહસ્થે પણ અતી કષ્ટથી ધર્મ, અર્થ, કામ સંપાદન કરવાં નહિ. પણ દૈવ વડે જે મલે તેટલાથી સંતોષ માનવો.

પોતાની આજીવીકામાંથી જે ધન મળે તેમાંથી નિત્ય દેવરૂષિ પીતૃ મનુષ્ય તથા પ્રાણીઓનું પૂજન કરવું તથા પોતાનું પોષણ કરવું. આ પ્રમાણે કરવાથી અંતરયામી પુરષનું પૂજન થાય છે.

## બ્રાહ્મણ પુજ્ય વિષે પ્રમાણો.

બ્રાહ્મણ જ્યારે પોતાના અધિકાર પ્રમાણે દ્રવ્ય મળે ત્યારે યજ્ઞાદિક પણ કરવાં. સર્વ યજ્ઞોના ભોક્તા ભગવાન બ્રાહ્મણને ભોજન કરાવ્યાથી જેવા પ્રસન્ન થાય છે. તેવા અગ્નીના મુખમાં ઘી વિગેરે હોમવાથી પ્રસન્ન થતા નથી; માટે બ્રાહ્મણ, દેવતા, મનુષ્ય તથા બીજા પ્રાણીઓને દાનમાન આપીને તેઓમાં રહેલા અંતર્યામી ભગવાનનું પૂજન કરવું. કારણકે અંતર્યામી પ્રભુનું મુખ્ય મુખ બ્રાહ્મણજ છે, જે દેશમાં સુપાત્ર બ્રાહ્મણ મળી આવે તે દેશને મહાપવિત્ર જાણવો.

જે દેશમાં યજ્ઞ નારાયણ ભગવાનનું યજન હોય તે દેશ પવિત્ર જાણવો. જે દેશમાં તપવિદ્યા અને દયાળુ બ્રાહ્મણનું કુલ રહેતું હોય તેને પવિત્ર દેશ જાણવો.

આ બ્રહ્માંડરૂપી એક મોટું વૃક્ષ છે. તે અનેક જીવોથી ભરપૂર છે. તેનું મૂળ ભગવાન છે. માટે તેમની પૂજા કરવાથી સર્વ જીવોની તથા પોતાની તૃપ્તી થાય છે. મનુષ્ય, પશુ, પક્ષી, ઋષિ, તથા દેવતા વિગેરેના પૂરો, (શરીરો) પરમાત્માએ ઉત્પન્ન કર્યાં છે. અને તેમાં ભગવાન પૂરાણ પુરૂષ, જીવરૂપે શયન કરે છે, માટે પુરૂષ કહેવાય છે. પશુ, પક્ષી, કરતાં મનુષ્યોના શરીરમાં અધિક નિવાશ કરે છે. તે માટે મનુષ્ય સુપાત્ર ગણાય છે. તેમાં પણ જેમ જ્ઞાની હોય તેમ અધિક સુપાત્ર ગણાય છે. પૂર્વે મનુષ્યના શરીરમાંજ ભગવાનનું પૂજન કરવામાં આવતુ હતું. પરંતુ તે મનુષ્યોમાં પરસ્પર અપમાન થવા લાગ્યાં, તે જોઇને વિદ્વાનોએ ત્રેતાયુગથી માંડીને, ભગવાનનું મૂંતિમાં પૂજન કરવા માંડયું, માટે કેટલાક મનુષ્યો મૂર્તિમાન ભગવાન છે આવો વિશ્વાસ રાખીને તેની ઉપાસના કરે છે અને બીજા મનુષ્યોનો દ્વેષ કરે છે, માટે તે ઉપાસ્ય મૂતિ તેને ફલ આપતી નથી. મનુષ્યોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. કારણકે બ્રાહ્મણ તપ, વિદ્યા અને સંતોષ વડે, ભગવાનની મૂર્તિરૂપ વેદનો અભ્યાસ કરે છે.

ઋષભદેવ ભગવાને પણ કહ્યું છે કે મારા કરતાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે. કારણકે હું પણ ઉત્તમ બ્રાહ્મણનો સેવક છું. અર્થાત્ ઉત્તમ બ્રાહ્મણની સેવા કરૂં છું. હું બીજા કોઇપણ પ્રાણિને બ્રાહ્મણો બરોબર દેખતો નથી તો અધિક તો ક્યાં થકીજ દેખું. શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણના મુખમાં હોમેલા પદાર્થો જેથી જેવો હું તૃપ્ત થાઉં છું. તેવો

બીજાથી થતો નથી. કારણકે મારા દેહને બ્રાહ્મણોએ ધારણ કરી રાખેલો છે. જે બ્રાહ્મણને વિષે પરમ પવિત્ર એવા સત્વગુણ, સમ, દમ, સત્ય, અનુગ્રહ, તપ, તિતિક્ષા તથા સ્વસ્વરૂપનોઅનુભવ, આ આઠ ગુણો રહેલા છે. માટે બ્રાહ્મણ કરતાં હું ઉત્તમ કોને ગણું. તેમજ અષ્ટમસ્કંધમાં બલીરાજાએ કહ્યું છે કે બ્રાહ્મણ જે યાચના કરે તેને ના કેમ કહેવાય. હું જેવો બ્રાહ્મણને ઠગવાથી ડરૂં છું તેવો નરકથી દરીદ્રતાથી દુઃખના સમુદ્રથી રાજ્યના વિનાશથી અથવા મૃત્યુથી ડરતો નથી. આપણે આ નાશવંત પદાર્થોને છોડી મૃત્યુ પામીશું. અથવા તે આપણને છોડી દેશે. તે પહેલાં સત્પાત્રોને દાન કરી સત્કીર્તિ કેમ નહિ મેળવવી. બ્રાહ્મણોને દાન કરતાં દરીદ્રતા આવે તે શું શ્રેષ્ઠ નહિ ગણાય. અર્થાત્ શ્રેષ્ઠ ગણાય છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમનો મુખ્ય ધર્મ યજ્ઞ છે. જેમાં બ્રાહ્મણ, અગ્નિ તથા ભગવાનનું પૂજન થાય છે,

ગૃહસ્થાશ્રમ ચાર આશ્રમમાં શ્રેષ્ઠ છે.

કારણકે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, ને સન્યાસ પોતાનાજ કલ્યાણ માટે છે. અને એ ત્રણ આશ્રમમાં કોઈને આશ્રય આપી શકાય એમ નથી પણ ઉલટો ગૃહસ્થાશ્રમનો આશ્રય લેવો પડે છે.

ગૃહસ્થાશ્રમનું મહાત્મ્ય અત્યંત શાસ્ત્રમાં વર્ણન કર્યું છે. ત્યારપછી વાનપ્રસ્થ ધર્મ પાળવો. એટલે વનમાં જઈ તપશ્ચર્યા કરવી. પછી સન્યાસ ગ્રહણ કરવો.

સન્યાસીએ કોઈનોજ પક્ષ ગ્રહણ કરવો નહિ. પણ માત્ર દેહ નિર્વાહ પુરતી ભિક્ષા કરીને રાત્રિ દિવસ આત્મ ચિંતવન કરવું.

હે મુગ્ધ [illegible], તૃષ્ણાં, તજ પીને ([illegible])

ને અદેખાઇ આ ત્રણ વસ્તુ વધી, અને શ્રદ્ધા, સંપ ને સ્નેહ ત્રણ દુર ગયાં.

વીદ્વાન બેરીસ્ટરો, પેન્સીલર, ને પરમહંસના રૂપ ધરી, મહા સરસ્વતિ, મહાલક્ષ્મી અને મહાકાલી ફરવા નીકળ્યાં, તે મહા સરસ્વતિ, શ્રદ્ધાને ખાઇ ગઇ, મહાલક્ષ્મી સંપને ખાઇ ગઇ ને મહાકાલી સ્નેહને ખાઇ ગઇ. એટલે આખા જગતમાં દુઃખ, દુઃખ અને દુઃખ છવાઇ રહ્યું છે પુત્ર એમાં કોઇનો વાંક કાઢવાનો નથી કહ્યું છે કે.

अप्सुतरंति पाषाणा मनुष्या घ्नंति राक्षसान् ॥
कपयः कर्म कुर्वंति कालस्य कुटिलागतिः ॥

પાષાણો જલમાંતરે છે. મનુષ્યો રાક્ષસોને મારે છે. ને વાંદરાઓ કર્મ કરે છે. આ અઘટઘટના એ કાલની ગહનગતિ છે.

આજકાલ સનાતન ધર્મનું મૂળ રહસ્ય છુંચું મુકી કપોલકલ્પિત ઉપાયો યોજી, સુખ માટે પ્રયત્ન કરી રહ્યા છે. પણ यतो धर्म स्ततो जयः॥ જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે. તે શ્રોતસ્માર્ત સનાતન વર્ણાશ્રમ ધર્મજ ધર્મ કહેવાય છે. સનાતન ધર્મનું મુખ બ્રાહ્મણ, ગાયત્રી, શ્રીમદ્ ભાગવત, અગ્નિ, ને હરિકીર્તન એ પાંચ તત્વો છે તેનું મહાત્મ સંક્ષેપમાં કહું તે સાંભળ.

## બ્રાહ્મણ તત્ત્વ.

બ્રાહ્મણોજ પરમેશ્વરનું મુખ છે. એમ વેદ કહે છે. બ્રાહ્મણ મારો દેહ છે. હું બ્રાહ્મણમાંજ વેદરૂપે રહ્યો છું તેમજ શ્રીમદ્ભાગવતના ચતુર્થસ્કંધમાં પૃથુરાજાએ કહ્યું છે કે,

सैन्यापत्यं च राज्यं च दंडनेतृत्वमेव च ॥
सर्वं लोकाधिपत्यं च वेद शास्त्र विदर्हति ॥२४॥

स्वमेव ब्राह्मणो भुंक्ते स्वंवस्ते स्वंददाति च ॥
तस्यै वस्तु प्रहेप्रायं भुंजते क्षत्रियादयः ॥४६॥

સેનાપતીપણાને, રાજ્યને, ન્યાયાધિશપણાને, તથા સર્વ લોકના અધિપતીપણાને; વેદ તથા શાસ્ત્રવેત્તા બ્રાહ્મણ લેવાને યોગ્ય છે. ૪૫. બ્રાહ્મણ પોતાનું અન્ન ખાય છે પોતાનાંજ વસ્ત્ર પહેરે છે. ને પોતાની જ વસ્તુનું દાન કરે છે કારણકે જગતની સર્વ વસ્તુ બ્રાહ્મણનીજ છે. અને ક્ષત્રીય વિગેરે વર્ણને ભોજનાદિક કરે છે. તે માત્ર બ્રાહ્મણના અનુગ્રહથીજ કરે છે. ૪૬. અર્થાત્ સર્વ પ્રજા બ્રાહ્મણનીજ છે. તેમજ કહ્યું છે કે,

विप्रा गावश्च वेदाश्च तपः संत्यं दमः शमः ॥
श्रद्धा दया तितिक्षा च क्रतवश्च हरेस्तनुः

બ્રાહ્મણ, ગાય, વેદો. તપ, સત્ય, દમ, શમ, શ્રદ્ધા, દયા, તિક્ષા, ને યજ્ઞ, એ ભગવાનનો દેહ છે. વિગેરે અનેક પ્રમાણોથી બ્રાહ્મણને શ્રેષ્ઠ કહે છે. તેમજ આજે પણ કુલવાન સદ્ગૃહસ્થો બ્રાહ્મણોને શ્રેષ્ઠ માને છે. બ્રાહ્મણોનું બ્રહ્મત્વ ગાયત્રિજ છે. ગાયત્રિ મંત્રનું મહાત્મ્ય શાસ્ત્રોમાં અત્યંત પ્રતીપાદન કર્યું છે. ચારે વેદમાં ગાયત્રિ મંત્ર સામાન્ય છે. ગાયત્રિ મંત્રમાં સર્વે દેવો રહ્યા છે. ગાયત્રિના ચોવિશ અક્ષરો ચોવિશ તત્વો એટલે પાંચ જ્ઞાનેંદ્રીયો, પાંચ કર્મેંદ્રીયો, પાંચ વિષયો, પાંચ પ્રાણ, ને ચાર અંતઃકરણરૂપ છે. ને ઓંકાર બ્રહ્મરૂપ છે. તેમજ કહ્યું છે કેઃ—

गायत्री वेद जननी, गायत्री पाप नाशिनी ॥
गायत्र्यास्तु परं नास्ति दिविचेह च पावनं ॥

हस्त श्राण प्रज्ञा देवी पततां नरकार्णवे ॥
तस्मात्ता मभ्यसे नित्यं ब्राह्मणोऽनुदय: शुचि:

(ગાયત્રિ વેદની માતા છે. ગાયત્રિ પાપ નાશ કરવાવાળી છે. આ લોક તથા પરલોકમાં ગાયત્રિથી બીજું કોઇ શ્રેષ્ઠ તત્ત્વ નથી. પાપકર્મોથી નર્કમાં પડવાવાળાને ગાયત્રિ માતા હાથ ઝાલે છે. માટે બ્રાહ્મણોએ નિરંતર પવિત્રપણે બ્રાહ્મમુહુર્તમાં ગાયત્રિનો જાપ કરવો. વિશેષ શું કહું. "गायंतंत्रीयते ते स्मात् गायत्रितेन सोच्यते" જે જપ કરવાવાળાનું રક્ષણ કરે છે માટે ગાયત્રિ કહેવાય છે. વિગેરે ગાયત્રિનું મહાત્મ્ય વિશેષ શું કહેવું.

શ્રીમદ્ ભાગવત તો કલીયુગમાં કલ્પવૃક્ષજ છે. કહ્યું છે કે:—

स्वकीयं य द्वेवस्तेजस्तश्च भागवते ऽद्धात् ॥
तिरोधाय प्रविष्टोऽयं श्रीमद् भागवतार्णवम् ॥
तेनेयवाङ्मयीमूर्ति: प्रत्यक्षा वर्तते हरे: ॥
सेवनाच्छ्रवणा त्पाठा दर्शना त्पाप नाशिनी

શ્રીકૃષ્ણ ભગવાને પોતાનું તેજ હતું તે શ્રીમદ્ ભાગવતમાં મુકીને અંતર્ધાન થયા. માટે શ્રીમદ્ભાગવતજ પરમેશ્વરની પ્રત્યક્ષ મૂર્તિ છે. જેના સેવનથી, શ્રવણથી, ને દર્શનથી પાપનો નાશ થાય છે. વિગેરે ભાગવતનું મહાત્મ્ય અત્યંત શાસ્ત્રમાં વર્ણન કર્યું છે. તેમજ શ્રી મહા પ્રભુજીએ તો સમાધી ભાષાજ કહી છે, શ્રીમદ્ ભાગવત શુદ્ધ સચ્ચિદાનંદ શ્રી સદ્ગુરૂ શુકદેવજીનું સ્વરૂપ છે એ વિશેષ વર્ણન કરવું તે પિષ્ટપિષણ જેવું છે. હાવે અગ્ની તો સર્વ દેવનું મુખજ કહેવાય. તેમજ દરેક સ્થાવર જંગમનું જીવન અગ્નિજ છે, અગ્ની એજ યજ્ઞમાં મુખ્ય છે. यज्ञोवै विष्णुरितिश्रुते: યજ્ઞ

વિષ્ણુનું સ્વરૂપ છે એમ વેદો કહે છે. અગ્ની પ્રત્યક્ષ દેવ છે. તે વિશેનું વધારે વિવેચન શું કરવું.

હાવે હરિકીર્તન મહિમા જેને શહસ્ત્ર જીવ્હાએ રટતાં શેષનાગ પણ પાર પામતો નથી. તો આપણે શું વર્ણન કરી શકીએ. કહ્યું કેઃ—

यत्फलं नास्ति तपसान योगेन समाधिना
तत्फलं लभते सम्यक् कलौ केशव कीर्तनात् ॥

જે ફલ તપવડે યોગવડે કે સમાધી વડે નથી મલતું તે ફલ કળિયુગમાં પરમેશ્વરના નામ સ્મરણથીજ થાય છે. અજામેલ વિગેરે મહા પાપીઓ નામથી તરી ગયા. શ્રી હરિનું નામ કળિયુગમાં એક અમુલ્ય અમરબુટ્ટી છે. જે ભાગવતાદિપુરાણોમાં અત્યંત સુપ્રસિદ્ધ છે, ચીરંજીવ મેં તને આ ટુંકામાંજ સમજાવ્યું છે. સર્વ વેદશાસ્ત્રના સારરૂપ આ વાકયો છે. ભાઈ આપણે દીવસે દીવસે પૂર્વકાળની ભૂલતા ગયા અને વિષય સુખોના મોહવાહી થતા ગયા તેમ તેમ આત્માના અપુર્વ સુખને ખોઇ બેઠા છીએ. અધમ અવસ્થામાં આવી પહોંચ્યા છીએ. લોકોના તિરસ્કાર સાંભળીયે છીએ છતાં અલ્પ સુખને ત્યાગી મહાન્ સુખોના મુળ તરફ જોતા નથી. અસંતોષતાથી યાચના મટતી નથી અરે આપણે વનફુળ ધારણ કરી ફળ ફળાદિ વડે સાત્વિક જીવન ગાળનાર અને તપવ્રત જપ વડે અમોઘ આત્મબળમાં રમનાર સ્વાશ્રયી મટી આશ્રિત થઇ રહ્યા છીએ. આપણે કેટલી બધી અધોગતિ ઉપર આવી ગયા છીએ કે અપવિત્ર અનાજ અપવિત્ર વસ્ત્રો અપવિત્ર સ્થાન અને અપવિત્ર વૃત્તિઓનો ત્યાગ પણ કરતા નથી. આપણું બ્રહ્મસુત્ર (ઉપવિત) સ્વહસ્તે બનાવેલું ધારણ કરવા અશકય છીએ, આપણે ગમે ત્યાં ગમે તેના

હાથનું અનાજ ખાઇયે, ગમે ત્યાં ગમે તેવું જળપાન કરીયે, ગમે તેવું અપવિત્ર વસ્ત્ર જેમાં અપવિત્ર વસ્તુઓ નાંખી બનાવે તેવું અને અન્યનું ધારણ કરેલું પણ પહેરી લઇયે. અન્યની પોતાના નિર્વાહ અર્થે સેવા બજાવીયે. અહો ક્યાં આપણું ભૂદેવપણું–ભૂ એટલે પૃથ્વી અને દેવ એટલે પૃથ્વીના દેવ કોઇપણ ખંડના અધિપતીને રાજા કહે ત્યારે આપણને પૃથ્વીથી માંડી સૂર્યમંડળ સુધીના મહારાજા કહે તે પદ. આજ સાધારણ કહેવા જેવું રહ્યું છે. અરે પ્રિયપુત્ર પાશ્ચાત્ય વિદ્યા અનુભવીયોને તો મહારાજાપદ વિષમ લાગે છે, અને સાહેબ વેરીગુડ પદ પ્રિય લાગે છે. કેટલું આશ્ચર્ય. સ્વપદ સંહારક શ્રષ્ટીમાં અપમાન પામી બીજો કોઇ લોકમાં શું જઇ શકશે ! તેમજ વેદશાસ્ત્રના અનુભવીયો સ્વાર્થદિક્ષાજ રાખ્યા કરશે અને પોતાનું અને પરાયાનું સાચું હિત કરવા સ્વધર્મપરાયણ રહકર્મ નહિ કરે તો આ આર્યાવ્રત અન્યાશ્રયી થઇ અનેક [illegible] છેવટ નષ્ટ થઇ જશે. માટે સનાતન ધર્મના રહસ્યને સમજી [illegible] અંતઃકરણપણે પવિત્ર, સત્ય, નીતિવાળું આચરણ સ્વીકારવા કટીબધ્ધ થવું એજ શ્રેયસ્કર છે.

બુદ્ધિધન—પૂજ્યશ્રી. આજ મને મોટો લાભ પ્રાપ્ત થયો. હું કોણ તેનું મને ભાન થયું. મ્હારા રૂંવે રૂંવામાં સત્ય બોધરૂપી સુધા વ્યાપ્યું. આજથી હું દ્રઢ સંકલ્પ કરી મ્હાન પવિત્ર કાર્યોમાં જીવન ગુજારીશ. હું માણસ નથી પણ એક શુદ્ધ બ્રહ્મસ્વરૂપ આત્મજ્યોતિ છું. દિવ્ય કાર્યો કરવા માટે હું આવા પવિત્ર આર્યાવત (ભારતભૂમિ) માં અવતર્યો છું. આજથીજ પ્રતિજ્ઞાપુર્વક કહું છે કે ધર્મકાર્યમાં

ક્ષેત્રોન્નતિમાં, જનસેવામાં, પારમાર્થિક આત્મોન્નતિમાં મસ્ત રહીશ. પવિત્ર વસ્ત્રોને ધારણ કરી સાત્વિક ભક્તિ સેવા ઉઠાવીશ. મારા આત્મબન્ધુ ભૂદેવો અને મારા અંગીભૂત ભારતખંડના ભાગ્યશાળી બાન્ધવોને મારા શ્રવણ કરેલા ઉપદેશને શ્રવણ કરાવી મારા ઉછરતાં આત્મરસના રંગી બનાવી અવશ્ય મારા આત્મબળને તેઓના પ્રૌઢ આત્મબળમાં પ્રેરીશ. પીતાજી આપે પત્રિકા ઠીક થયું તે બતાવીને સાર સમજાવ્યો. હું પૂર્ણ સમજ્યો. પ્રથમ પુસ્પૌષધિ, અંત્રૌષધિથી પ્રત્યક્ષ અગ્નિનારાયણને પ્રસન્ન કરવા શુધ અંતઃકરણ બનાવવું પછી સર્વોતમ કાર્ય હાથ લેવું કે જેથી સઘળાં કાર્ય સફળ થાય. અરે આ તો સો કુંડદ્વારા અગ્નિનારાયણ પ્રસન્ન કરવાનો પ્રયત્ન છે પણ સહસ્ત્ર કુંડદ્વારા સહસ્ત્ર ભૂદેવ રૂત્વિઓને વાનવી પ્રયોગ કરી કેવળ આત્મોન્નતિ કરવી. એવી પત્રિકા શ્રીગુરૂ મહારાજે કાઢવી [illegible]શ કરવી એ ઢળી પડવા જેવું છે.

નયશંકર—ભાઇ તેપણ ગુરૂમહારાજ તો વિદીત કરી રહ્યા છે કે આ કાર્ય થતા પહેલાં સહસ્ત્ર કુંડ યુકત ગાયત્રી મહાસત્રસમારંભના સમાચાર વાંચ અને આનંદમાં ભલીવૃધી કરી લે. પણ તે કાર્ય સર્વ શ્રદ્ધા સંપન્ન ભૂદેવોના હાથમાં છે.

સંસાર વૃક્ષ મૂળને ૐ સ્વધર્મ જળે સિંચો.

॥ सत्यं परं धीमहि ॥

"અત્યુત્તમ બ્રાહ્મણ જન્મના સાર્થક માટે જીંદગીમાં એકવારજ"

"सहस्त्र कुंडात्मक गायत्रि पुरश्चरण महासत्र."

**આસ્તિક ભૂદેવો ?**

આ કલિકાલે સનાતન ધર્મની અત્યંત અધોગતી હોવાથી સનાતન ધર્મના મૂળતત્વરૂપ બ્રાહ્મણોની પણ અધોગતિ

જોવામાં આવે છે. એટલે આપણે રંક ભિક્ષુક વૃત્તિના હોવાથી જે આપણે અત્યંત પૂજ્ય અને માનનિય સર્વ શ્રેષ્ઠ છતાં પણ અશ્રદ્ધાવાન સંપત્તિથી મદાંધ થયેલ પામર મનુષ્યોના તીરસ્કારપાત્ર થયા અને યાચના તથા નોકરીની તૃષ્ણાને લીધે તેઓના તિરસ્કાર સહન કરીયે છીયે. આવી અધોગતીમાંથી મુક્ત થઈ બ્રાહ્મણ જન્મનું સાર્થક કરવા માટેજ આ "શ્રી શુકદેવ વિપ્ર સેવા મંડળ" સ્થાપન થયું. જે મંડળે આ મહાકૃત્ય કરવા નિશ્ચય કર્યો છે. તે સ્હેલાઈથી પાર પડે અને મંડળને કોઈની સ્પૃહા નહિ રાખવી પડે તથા આ મહાન્ શ્રેયઃ પોતાનેજ મળે એવા હેતુથી દરેક બ્રાહ્મણોએ રૂા. ૯ ભેટ આપી સાત દીવસ સત્રમાં રહી ગાયત્રિ જપ માટે નામ નોંધાવી બ્રાહ્મણ તથા ઉ-તેજન આપશો એવી આશા છે.

લોકોપવાદ છે કે ? કોઈપણ બ્રાહ્મણ રૂપીઆ આપ દાખલ થવાનો નથી. માટેજ હજાર બ્રાહ્મણની સંમતી મળ્યા પછી આ કાર્યક્રમ ગોઠવાશે ત્યારેજ રૂપીઆ આપવાના છે. સુજ્ઞો ! આપનું એક નામ નોંધાશે તો નવશે નવાણું નામો નોંધાઈ જશે. અને અપૂર્વ મહાસત્ર નો લાભ પોતે લેશો અને સર્વને લેવડાવશો એવી આશા છે. સુજ્ઞે કિંબહુના.

લી. શ્રી શુકદેવવિપ્ર સેવામંડળ.

ઠે૦ શ્રી શુકદેવ મંદિર—અંકલેશ્વર.

તા. ક:—વિશેષ સંબોધન "શ્રી સનાતન ધર્મ રહસ્ય" ના નામના પુસ્તકમાં જુઓ.

ૐ

॥सत्यंपरं धीमहि॥

શ્રી પરોપકાર પરાયણ શ્રી શુકદેવ વિપ્ર સેવામંડળ આપશ્રીએ આ મહાન ધર્મ કૃત્ય આરંભ્યું જાણી હમે અત્યંત પ્રસન્ન થયા છીએ. દયાળુ પ્રભુ ધર્મમાં સ્હાય કરતા આવ્યા છે તે સ્હાય કરશેજ. અને આ કૃત્ય નિર્વિઘ્નતાથી પાર પડશે. આ ધર્મકૃત્યમાં અમારૂં નામ દાખલ કરશો, અમો અમારી શક્તિ પ્રમાણે તન મન ધનથી સેવા બજાવીશું તેમજ આપણા ધાર્યા મુજબ હજાર નામો નોંધાયા પછી નિર્માણ કીધેલા રૂા. ૯ મોકલીશું અને महासत्र ની નિશ્ચય થયેલી મીતીએ હાજર થઈ સાત દીવસ રહી ગાયત્રિ જપ વિગેરે સત્કર્મ કરી બ્રાહ્મણ જન્મનું સાર્થક કરીશું.

નામ લી૦ ____________________

ઠે૦ ____________________

તા૦ ____________________

પોષ્ટ ____________________

ગામ ____________________

પરમ પૂજ્ય પિતાશ્રી અહોહોહો ! આતો વળી વિશેષ આનંદની વાત જરૂર, જરૂર આવા મહાન્ કાર્યમાં ભાગ લેવાનો મારા આત્મ સ્વરૂપ ભૂદેવોને પ્રાર્થના કરી કહેવાનો કે બન્ધુઓ ચાલો આ આપણું કર્તવ્ય આપણેજ ઉપાડી લેઈએ, આપણે હળીમળી ઇશ્વર કૃપાએ આત્મબળ વડે સરવેને અપુર્વ સુખી કરવા પ્રયત્ન સેવીએ. એમ કહેતો કહેતો શ્રી ગુરૂમહારાજની બનાવેલી ગઝલ ગાવા લાગ્યો.

